શાર્દૂલવિક્રીડિત, પૃથ્વી, ઝુલણા, મનહર, એમ જે વિષયને જે વૃત્ત ફાવે તેમાં સોનેટ લખવાની છૂટ પણ આ પ્રયોગકાલમાં શાને ના રાખવી ? સોનેટ બંધ જાતે અગેય રૂપનો છે, ગેય રચનાઓમાં ખીલે એવો નથી, એટલે મન્દાક્રાન્તા શિખરિણી હરિણી જેવાં વૃત્તમાં એના પ્રયોગ બહુ ઓછા જ થવાના, અને એમ ઘણા પ્રયોગો થતાં આપોઆપ એને માટે એક બે અગર બહુ તો ત્રણ ચાર વૃત્તો જ ઉત્તમ ઠરવાનાં બેશક, તથાપિ એવો કશો ય નિયમ આજથી કાઢી દેવાની શી જરૂર ?

ઇંગ્રેજીમાં સેંકડો સોનેટો રચાયા પછી જ છેક ઓગણીશમી સદીમાં અમુક બે રૂપ પ્રશસ્ત–સોનેટની નાતમાં આ બે "કુળવાન"–એટલું જ રુચિધોરણ સ્વીકારાવા પામ્યું છે. આપણા પદ્યશાસ્ત્રીઓ આ એક ન્હાના દાખલા ઉપરથી પણ ઇચ્છે તો મોટો ધડો લઇ શકે. પરંતુ યમક કડીરચના આદિ માટે નિયમાવલિઓ એ તો માત્ર ખોખાં, અંદરના કવિતારસથી ખીલી આવે અને તે–મય થઇ જાય ત્યારે જ સજીવનઃ–એ દૃષ્ટિ જ આપણામાં અતિવિરલ છે. આપણે રહ્યા શ્રુતિસ્મૃતિ ગોખીગોખી તેમને આંધળાની હાર મિસાલે વળગનારા, માનસિક કાલ્પનિક રુચિસૃષ્ટિના વિષયોમાં પણ પ્રયોગોના સ્વરાજ્યને ય તે અરાજકતા માનીને મનવનારા; વિદ્યાને પ્રતિભાથી ઊંચી ગણનારા; પ્રતિભાને પણ, વિદ્વત્તાના રથમાં બેઠી હોય અને લગામ સંપ્રદાયશાસ્ત્રીની સંકલ્પવિકલ્પાત્મક આંગળીઓમાં હોય, ત્યારે જ સત્કારનારા (માર્ચ ૧૯૨૫).

